Research Paper | Economics | E-ISSN No : 2454-9916 | Volume : 5 | Issue : 11 | Nov 2019




# A STUDY ON LIVESTOCK AND LIVESTOCK PRODUCTION IN GUJARAT

# ગુજરાતમાં પશુધન અને પશુપેદાશનો એક અભ્યાસ

Dr. Bhaveshkumar Rajnikant Parmar

Assistant Professor, Government Arts College, Dediapada .Dist. Narmada, India.

**ABSTRACT**

પ્રસ્તુત સંશોધન પેપર 'ગુજરાતમાં પશુધન અને પશુપેદાશનો એક અભ્યાસ'માં ગુજરાત રાજ્યમાં પશુધન વિષયક વિભિન્ન બાબતો જેવી કે ગુજરાતમાં કુલ પશુધન જેમાં કુલ ભેંસો, કુલ ગોધન, ઘેટા,બકરા,બતક અને મરઘા વિષયક આંકડાકીય માહિતીનો અભ્યાસ કરવામાં આવ્યો છે. જે થકી જાણવા મળે છે કે કયા જીલ્લામાં પશુધન વધુ છે અને કયા જીલ્લામાં પશુધનનું પ્રમાણ ઓછું છે. આ સિવાય પશુપેદાશની માહિતીનો પણ અત્રે સમાવેશ કરવામાં આવ્યો છે. પશુપેદાશમાં દૂધ, ઈંડા, ઉન અને મત્સ્ય ઉત્પાદનની વિગતો સમાવિષ્ટ કરી છે. આમ આ પેપર દ્વારા ગુજરાતની પશુધન વિષયક દરેક બાબતોનો ખ્યાલ મેળવવાનો પ્રયત્ન કર્યો છે.

**KEYWORD**: Livestock, Cattle, Production.

**પ્રસ્તાવના :**

ભારતીય અર્થતંત્રએ સ્વતંત્રતા પ્રાપ્ત કરી તે સમયગાળા દરમિયાન તેની ગણતરી કૃષિ પ્રધાન રાષ્ટ્ર તરીકે થતી હતી કારણકે વર્ષ ૧૯૫૧મા ભારતની કુલ રાષ્ટ્રની આવકમાં કૃષિ ક્ષેત્રેનો હિસ્સો લગભગ ૫૫% જેટલો હતો જયારે બિન કૃષિક્ષેત્રેનો હિસ્સો કૃષિક્ષેત્રેની તુલનામાં ઓછો રેહવા પામ્યો હતો. જયારે વર્તમાન સમયગાળામાં આનાથી વિપરીત પરિસ્થિતિ જોવા મળે છે. અર્થાત ભારતીય અર્થતંત્રમાં બિન કૃષિક્ષેત્રો કૃષિક્ષેત્રની તુલનામાં મહત્વના સાબિત થયા છે. હાલમાં કૃષિક્ષેત્રેનો હિસ્સો ૧૪%ની આસપાસ રેહવા પામ્યો છે. જયારે ઔધોગિક અને સેવા ક્ષેત્રેનો હિસ્સો વધવા પામ્યો છે. બીજી તરફ રોજગારી ઉભી કરવાની દ્રષ્ટિએ આજે પણ કૃષિ ક્ષેત્ર આપણા મોટા શ્રમ દળને સીધી કે આડકતરી રીતે રોજગારી પૂરી પાડે છે. આજે પ્રવતમાન સમયગાળો કે જે ઔધોગિક યુગ તરીકે ઓળખાય છે પરંતુ વિરોધાભાસ ત્યાં જોવા મળે છે કે રોજગારી પૂરી પાડવાની બાબતમાં આજે પણ ત્રણ ક્ષેત્રો પૈકી કૃષિ ક્ષેત્ર પ્રથમ ક્રમે આવે છે. અલબત્ત એ નોધવું ઘટે કે પ્રચ્છન્ન બેરોજગારીનું પ્રમાણ પણ કૃષિ ક્ષેત્રે જ વધુ જોવા મળે છે.

ભારતીય અર્થતંત્રની આર્થિક સમસ્યાઓ પૈકીની બેરોજગારીએ સળગતી સમસ્યા તરીકે ઓળખવામાં આવે છે. ગ્રામીણ વિસ્તારમાં કે જ્યાં રોજગારીની તકો અપૂરતી છે, કૃષિક્ષેત્રે સિંચાઇનાં લાભ દરેક વિસ્તારને જરૂરીયાત મુજબ મળ્યા નથી આવી પરિસ્થિતિમાં કૃષિક્ષેત્ર સાથે સલગ્ન પશુપાલન, ડેરી ઉદ્યોગ, મરઘા ઉછેર કેન્દ્ર નાં વિકાસ થકી રોજગારીનું સર્જન કરી શકાય છે. ગ્રામીણ ક્ષેત્રે જો રોજગારીની તકો વિસ્તારવી હશે અને આવકની સમાનતા સ્થાપવી હશે તો પશુપાલન ઉદ્યોગના વિકાસ પર ધ્યાન કેન્દ્રિત કરવું પડશે.

પ્રસ્તુત સંશોધન પત્ર ગુજરાત રાજ્યમાં પશુપાલન ઉદ્યોગનાં વિકાસ, અને તેની તરાહ પર પ્રકાશ પડે છે.

**પ્રસ્તુત સંશોધનનાં હેતુઓ:**

૧. ગુજરાત રાજ્યમાં મુખ્ય પશુધન અને પશુધન પેદાશ વિશે માહિતી મેળવવી.

૨. રાજ્યમાં પશુ સારવાર કેન્દ્ર વિષયક આંકડાકીય અભ્યાસ કરવો.

૩. ગુજરાત રાજ્યમાં જિલ્લાવાર પશુધન વિષયક માહિતી મેળવવી.

**માહિતીનું એકત્રીકરણ:**

પ્રસ્તુત સંશોધન લેખના હેતુઓનો અભ્યાસ ગૌણ માહિતી પર આધારિત છે. જેમાં વિવિધ સંશોધન લેખ, વિવિધ સરકારી અહેવાલ થકી આંકડાકીય માહિતી પ્રાપ્ત કરવામાં આવી છે.

**કોષ્ટક:૧ ગુજરાત રાજ્યની ભારત સાથે સરખામણી:**

| ક્રમ | વિગત | એકમ | વર્ષ | ગુજરાત | ભારત | રાજ્યનો હિસ્સો ટકામાં |
|---|---|---|---|---|---|---|
| ૧ | પશુધન | | | | | |
| | કુલ પશુધન | ૦૦૦'સંખ્યા | ૨૦૦૭ | ૨૩૫૧૫ | ૫૨૯૬૯૮ | ૪.૪૪ |
| | ગાયો અને બળદ | ૦૦૦'સંખ્યા | ૨૦૦૭ | ૭૯૭૬ | ૧૯૯૦૭૫ | ૪.૦૧ |
| | ભેંસો | ૦૦૦'સંખ્યા | ૨૦૦૭ | ૮૭૭૪ | ૧૦૫૩૪૩ | ૮.૩૩ |
| | કુલ ઘેટા અને બકરા | ૦૦૦'સંખ્યા | ૨૦૦૭ | ૬૬૪૨ | ૨૧૨૦૯૬ | ૩.૧૩ |
| | અન્ય પશુધન | ૦૦૦'સંખ્યા | ૨૦૦૭ | ૧૨૩ | ૧૩૧૮૪ | ૦.૯૩ |
| ૨ | મરઘા ઉછેર કેન્દ્ર | ૦૦૦'સંખ્યા | ૨૦૦૭ | ૧૩૩૫૨ | ૬૪૮૮૩૦ | ૨.૦૬ |
| ૩ | પશુધન પેદાશ | | | | | |
| | દૂધ ઉત્પાદન | ૦૦૦ ટન | ૨૦૧૧-૧૨ | ૯૮૧૭ | ૧૨૭૯૦૪ | ૭.૬૮ |
| | ઈંડા ઉત્પાદન | કરોડમાં | ૨૦૧૧-૧૨ | ૧૪૨.૭ | ૬૬૪૫ | ૨.૧૫ |
| | ઉન ઉત્પાદન | ૦૦૦ ટન | ૨૦૧૧-૧૨ | ૨.૮ | ૪૪.૭ | ૬.૨૬ |
| ૪ | મત્સ્ય ઉત્પાદન: | | | | | |
| | દરિયાઈ | ૦૦૦ ટન | ૨૦૧૦-૧૧ | ૬૮૮.૯૩ | ૩૨૨૪.૬૯ | ૨૧.૩૬ |
| | આંતરદેશીય | ૦૦૦ ટન | ૨૦૧૦-૧૧ | ૮૫.૯૭ | ૫૧૯૭.૮૩ | ૧.૬૫ |
| | કુલ | ૦૦૦ ટન | ૨૦૧૦-૧૧ | ૭૭૪.૯૦ | ૮૪૨૨.૫૨ | ૯.૨૦ |

**પ્રાપ્તિ સ્થાન :** પશુપાલન નિયામકની કચેરી, ગુજરાત રાજ્ય ગાંધીનગર.

પ્રસ્તુત કોષ્ટકમાં ગુજરાત રાજ્યના કુલ પશુધન અને પશુધન પેદાશના આંકડા દર્શાવ્યા છે, અને સાથે તેની ભારત દેશના સંદર્ભમાં રાજ્યનો હિસ્સો ટકાવારીમાં રજુ કર્યો છે.અત્રે રજુ કરેલ કોષ્ટકની વિગતો અન્ય બે પત્રકમાં પણ આવરી લીધેલ છે. આ પત્રકની મુખ્ય વિશેષતા એ રહેલી છે, કે ગુજરાત રાજ્યનો ભારતના સંદર્ભમાં ટકાવારી હિસ્સો રજુ કર્યો છે. અત્રે પત્રકમાં દર્શાવેલ વિભિન્ન પશુધન પેદાશ પૈકી ભારતમાં ઉત્પાદિત કુલ મત્સ્ય ઉત્પાદનના ૨૧.૩૬% મત્સ્ય ઉત્પાદન ગુજરાત રાજ્યમાં જોવા મળે છે. જેની પાછળ ગુજરાત રાજ્યને મળેલ ૧૬૦૦ કિમી લાંબો  દરિયાઈ કિનારાને મુખ્ય પરિબળ ગણી શકાય. ત્યારબાદ ભારતમાં કુલ ઉત્પાદનનાં ૭.૬૮% દૂધ એકમાત્ર ગુજરાત રાજ્યમાં ઉત્પાદન થાય છે. જ્યારે ઉન ઉત્પાદનમાં ગુજરાત રાજ્યનો ફાળો ૬.૨૬% જેટલો રેહવા પામેલ છે.

**કોષ્ટક:૨ ગુજરાતમાં પશુધનની સંખ્યા :**

| અ.નં | વિગત | | એકમ | વર્ષ | | | | | | | ૨૦૦૩ ઉપર ૨૦૦૭ માં વધઘટની ટકાવારી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | ૧૯૭૭ | ૧૯૮૨ | ૧૯૮૮ | ૧૯૯૨ | ૧૯૯૭ | ૨૦૦૩ | ૨૦૦૭ | |
| ૧ | ૨ | | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| ૧ | ગોધન | | | | | | | | | | |
| | (ક) | ૨.૫ વર્ષ ઉપરનું | '૦૦૦ | ૧૬૯૭ | ૧૯૫૮ | ૧૮૧૧ | ૨૧૩૬ | ૨૪૩૨ | ૨૬૮૨ | ૨૮૨૬ | ૫.૩૭ |
| | (ખ) | કુલ ગોધન | '૦૦૦ | ૬૦૦૬ | ૬૯૯૪ | ૬૨૪૦ | ૬૮૦૩ | ૬૭૪૮ | ૭૪૨૪ | ૭૯૭૬ | ૭.૪૪ |
| ૨ | ભેંસો | | | | | | | | | | |
| | (ક) | ૨.૫ વર્ષ ઉપરનું | '૦૦૦ | ૨૦૯૩ | ૨૫૫૮ | ૨૬૦૧ | ૩૧૪૮ | ૩૯૩૫ | ૪૨૩૨ | ૪૮૨૯ | ૧૪.૧૧ |
| | (ખ) | કુલ ભેંસો | '૦૦૦ | ૩૪૭૩ | ૪૪૪૩ | ૪૫૦૨ | ૫૨૬૮ | ૬૨૮૫ | ૭૧૪૦ | ૮૭૭૪ | ૨૨.૮૯ |
| ૩ | કુલ ઘેટા | | '૦૦૦ | ૧૫૯૨ | ૨૩૫૭ | ૧૫૫૯ | ૨૦૨૭ | ૨૧૫૮ | ૨૦૬૨ | ૨૦૦૨ | -૨.૮૧ |

**પ્રાપ્તિ સ્થાન :** પશુપાલન નિયામકની કચેરી, ગુજરાત રાજ્ય ગાંધીનગર.

ઉપરોક્ત કોષ્ટકમાં ગુજરાત રાજ્યમાં કુલ પશુધનનાં આંકડા વર્ષ ૧૯૭૭, ૧૯૮૨, ૧૯૮૮, ૧૯૯૨, ૧૯૯૭, ૨૦૦૩ અને ૨૦૦૭ના દર્શાવ્યા છે. જેમાં કુલ ગોધન, કુલ ભેંસો, કુલ ઘેટા, કુલ બકરા, કુલ મરઘા બતકનાં વર્ષવાર આંકડા ઉપલબ્ધ છે. જેની સંખ્યા હજારમાં રજુ કરી છે. જે અનુસાર ગુજરાતમાં કુલ ગોધન વર્ષ ૧૯૭૭મા જે ૬૦૦૬ હતું તે ક્રમશ વિભિન્ન વર્ષ દરમિયાન વધી ૨૦૦૭મા ૭૯૭૬ થવા પામ્યું હતું. જે વર્ષ ૨૦૦૩ની તુલનામાં ૨૦૦૭મા ૭.૪૪% વધારો નોધાયો હતો આજ પ્રમાણે જોઈએ તો ભેંસોની સંખ્યા વર્ષ ૧૯૭૭મા ૩૪૭૩થી વધીને વર્ષ ૨૦૦૭મા ૮૭૭૪ થવા પામી હતી. જેમાં ૨૨.૮૯% જેટલો વધારો વર્ષ ૨૦૦૩ની તુલનામાં નોધાવા પામ્યો હતો. ત્યારબાદ કુલ ઘેટાની સંખ્યામાં -૨.૯૧%નો ઘટાડો નોધાવા પામ્યો હતો જયારે કુલ પશુધન કે જેમાં કુતરા,સસલા,હાથીનો સમાવેશ થાય છે. તેમાં ૪.૧૫%નો વધારો નોધાયો હતો. અને છેલ્લે સૌથી વધુ વધારો કુલ મરઘા અને બતકમાં ૬૪.૦૩% નો જોવા મળ્યો હતો. જેની સંખ્યા ૨૦૦૩મા ૮૧૫૩ હતી જે વધી ૨૦૦૭મા ૧૩૩૭૩ થવા પામી હતી.

**કોષ્ટક: ૩ ગુજરાત રાજ્યનું દૂધ,ઈંડા અને ઉન ઉત્પાદન:**

| ક્રમ | વર્ષ | દૂધ ઉત્પાદન | ઈંડા ઉત્પાદન | ઉન ઉત્પાદન |
|---|---|---|---|---|
| ૧ | ૨૦૦૪-૦૫ | ૬૭૪૫.૪૧ | ૫૦૩૧ | ૨૯૫૦ |
| ૨ | ૨૦૦૫-૦૬ | ૬૯૬૦.૦૦ | ૫૭૭૫ | ૩૧૨૨.૭૫ |
| ૩ | ૨૦૦૬-૦૭ | ૭૫૩૩.૧૦ | ૭૭૫૭ | ૨૯૬૧.૬૭ |
| ૪ | ૨૦૦૭-૦૮ | ૭૯૧૧.૭૩ | ૮૨૫૬.૩૪ | ૨૯૯૫.૯૦ |
| ૫ | ૨૦૦૮-૦૯ | ૮૩૮૭.૧૮ | ૧૨૬૭૫.૨૩ | ૨૮૫૪.૪૫ |
| ૬ | ૨૦૦૯-૧૦ | ૮૮૪૨.૮૪ | ૧૨૭૬૧.૯૪ | ૨૯૧૮.૬૭ |
| ૭ | ૨૦૧૦-૧૧ | ૯૩૨૦.૮૪ | ૧૩૨૬૯.૨૩ | ૨૯૧૭.૯૧ |
| ૮ | ૨૦૧૧-૧૨ | ૯૮૧૬.૫૧ | ૧૪૨૬૯.૧૮ | ૨૮૧૯.૩૪ |
| ૯ | ૨૦૧૨-૧૩ | ૧૦૩૧૪.૬૩ | ૧૪૫૫૮.૩૯ | ૨૬૬૩.૯૬ |
| ૧૦ | ૨૦૧૩-૧૪ | ૧૧૧૧૨.૬૭ | ૧૫૫૦.૨૨ | ૨૫૭૭.૯૩ |

**પ્રાપ્તિ સ્થાન :** પશુપાલન નિયામકની કચેરી, ગુજરાત રાજ્ય ગાંધીનગર.

ઉપરોક્ત કોષ્ટકમાં ગુજરાત રાજ્યમાં દૂધ,ઈંડા, અને ઉન ઉત્પાદનની માહિતી વર્ષ ૨૦૦૪-૦૫ થી ૨૦૧૩-૧૪ એમ પાછલા દસ વર્ષની માહિતી રજુ કરી છે. જે પૈકી દૂધનું ઉત્પાદન ટનમાં, ઈંડાનું ઉત્પાદન સંખ્યામાં, અને ઉનનું ઉત્પાદન કિલોગ્રામમાં દર્શાવ્યું છે. જે અનુસાર કોષ્ટક પર નજર કરતા જણાય આવે છે કે ગુજરાત રાજ્યમાં દૂધ ઉત્પાદનમાં આપેલ સમયગાળા દરમિયાન વધારો નોધાયો છે. જયારે ઈંડાના ઉત્પાદનમાં પણ વધારો નોધાયો છે. જે અંતર્ગત ૨૦૦૭-૦૮મા જે ઈંડાનું ઉત્પાદન ૮૨૫૬ લાખ હતું જે બીજા વર્ષે વધીને ૧૨૬૭૫ લાખ થવા પામ્યું હતું. ત્યારબાદ રાજ્યમાં ઉન ઉત્પાદનમાં આપેલ સમયગાળામાં ઘટાડો નોધાવા પામ્યો છે. જે ૨૦૦૪-૦૫મા ૨૯૫૦ કિલોગ્રામ ઉનનું ઉત્પાદન થયું હતું જે ક્રમશ ઘટીને વર્ષ ૨૦૧૪-૧૫મા ૨૫૭૭.૯૩ કિ.ગ્રા. થવા પામ્યું હતું.

**પશુ સારવાર કેમ્પોની પ્રગતિ :**

પશુ સારવાર કેમ્પોની પ્રગતિ વર્ષ ૨૦૦૭-૦૮ થી ૨૦૧૩-૧૪ સુધીની ઉપલબ્ધ કરવામાં આવી છે. જેની ઉપર નજર કરતા સ્પષ્ટ થાય છે કે વર્ષ ૨૦૧૨-૧૩નાં સમયગાળા દરમ્યાન સૌથી વધુ કેમ્પો યોજાયા હતા. જે અંતર્ગત સારવાર આપેલ પશુઓની સંખ્યા પણ ૫૦,૦૯,૩૩૦ જે સૌથી વધુ રેહવા પામી હતી. જયારે બીજી તરફ સૌથી ઓછી ૨૦૧૧-૧૨ના સમયગાળા દરમ્યાન ૩૩૯૯ પશુ સારવાર કેમ્પ યોજાયા હતા અને તેમાં સારવાર અપાયેલ પશુઓની સંખ્યા પણ સૌથી ઓછી રેહવા પામી હતી જે ૧૧,૧૮,૫૯૫ હતી.

**પશુધન ગીચતા:**

ગુજરાત રાજ્યમાં ચોરસ કિલોમીટર દીઠ પશુધનની વસ્તી ગીચતાનો અભ્યાસ કરતા ખ્યાલ આવે છે કે સૌથી વધુ પશુધનની ગીચતા દાહોદ જીલ્લાની જોવા મળી છે. જે પ્રતિ ચોરસ કિલોમીટર દીઠ ૩૯૨ છે. ત્યારબાદ બીજા ક્રમે પંચમહાલ જીલ્લાની પશુધન વસ્તી ગીચતા પ્રતિ ચોરસ કિલોમીટર દીઠ ૩૨૩ રહી છે. આમ, દાહોદ અને પંચમહાલ જીલ્લાની પશુધન ગીચતા સૌથી વધુ રેહવા પામી છે. તૃતીય અને ચોથા ક્રમે અનુક્રમે ગાંધીનગર (૨૭૩) અને સાબરકાંઠા (૨૪૮) પશુધન વસ્તીગીચતા રેહવા પામી છે. જ્યારે બીજી તરફ સૌથી ઓછી પશુધન વસ્તી

ગીચતા પ્રતિ ચોરસ કિલોમીટર દીઠ ૩૭ કચ્છ જીલ્લામાં જોવા મળે છે. અત્રે ઉલ્લેખનીય બાબત એ રહી છે કે કચ્છ જીલ્લામાં પશુધનની સંખ્યા અન્ય જીલ્લા કરતા વધુ છે પરંતુ ભૌગોલિક વિસ્તાર વધુ હોવાને કારણે પ્રતિ ચોરસ કિલોમીટર દીઠ પશુધન ગીચતા ઓછી જોવા મળે છે. બીજા જીલ્લામાં ભરૂચ,ડાંગ,નર્મદા અને જામનગરમાં પશુધન વસ્તીગીચતા ઓછી જોવા મળી છે.

ગુજરાત રાજ્યની ૧૭મી અને ૧૮મી પશુધન ગણતરીના આંકડા અનુક્રમે ૨૦૦૩ અને ૨૦૦૭મા પ્રકાશિત થયેલ છે. જે અન્વયે ગુજરાતમાં ૧૭મી અને ૧૮મી વસ્તી ગણતરી અનુસાર બનાસકાંઠા, સાબરકાંઠા, રાજકોટ,પંચમહાલ, જુનાગઢ, દાહોદ અને વડોદરામાં દૂધાળી ગાય અને ભેંસોની સંખ્યા વધુ રેહવા પામી હતી. જયારે કુલ મરઘા અને બતકની સંખ્યામાં ભાવનગર,ખેડા,પંચમહાલ,દાહોદ,સુરત અને વલસાડ જિલામાં અગ્રસ્થાને રેહવા પામ્યા હતા.

**સંદર્ભ સૂચી:**

૧ આંકડાકીય માહિતી વિભિન્ન અર્થસંક્લન યોજના અને વિશ્લેષણનાં વિવિધ અંક -વર્ષ-૨૦૧૨ થી ૨૦૧૬ના વિશેષાંક.

૨ પશુપાલન અને ડેરી વિષયક આંકડાકીય અહેવાલ, ડાયરેક્ટર ઓફ એનિમલ હસબન્ડરી ગુજરાત રાજ્ય, કૃષિભવન ગાંધીનગર. ૨૦૧૨-૧૩.

૩ સામાજિક-આર્થિક સમિક્ષા, અર્થશાસ્ત્ર અને આંકડાશાસ્ત્ર નિયામકની કચેરી, ગુજરાત રાજ્ય, ગાંધીનગર. ૨૦૧૪-૧૫